ગૌમાતાની સેવા કરવાનો ઉત્તમ લાભ.

श्रीद्वारिकेशोजयति.

श्रीमद् गोस्वामि श्री १०८

# श्री वृजभूषणलालजी.

महाराजना लग्न प्रस्ताव तथा श्री लालबावा श्री वीठ्ठलनाथजीना यज्ञोपवित मली बन्ने प्रस्तावना कीर्तन

रचनार,

**मणीआर गोपालदास छोटालाल.**

प्रसिद्ध करनार.

**मणीआर मोहनलाल छोटालाल.**

ठे. मणीआर वाडो—वडनगर.

न्योच्छावर एकआनो.

उपरनु मुल्य गायोना घासमां जवानुं छे.


आवृत्ति पहेली. प्रत २०००

संवत १९८० सने १९२४

धी : वडनगर प्री. प्रेसना-एजन्ट भगवानदास नरसीदास पटेल.

वडनगर.

नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी
नाराधि राधिका माधो वृथा तज्जन्म भूतले



# અર્પણ પત્રિકા

શ્રીમદખંડભૂમંડલાચાર્યવર્ય શ્રીમદ્વલ્લભાચાર્યકુલદીપક શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીબાલકૃષ્ણલાલજી મહારાજનાં સ્વામી પરાયણા ગોસ્વામિનિ શ્રી ૧૦૮ શ્રીસૌન્દર્યવંતાં વહુજી મહારાજ.

મુ. શ્રીકાંકરોલી.

આપ શ્રી સ્વામિ પરાયણા સ્વામિની હોવાનો પૂરાવો આપશ્રીની વચન સિદ્ધિ એજ છે. આપશ્રીએ પૂર્વે શ્રીમદ્ ગોસ્વામી લાલબાવા શ્રી વ્રજભૂષણ લાલજીના યજ્ઞો પવિત પ્રસ્તાવ પ્રસંગે મહાન કીર્તિધ્વજ ફરકાવી હતી. તે પ્રસંગનું વર્ણન આપશ્રીની કૃપાથી પુસ્તકમાં કીર્તનરૂપે કરેલું છે કે જેની ચાર આવૃતિ થઇ દસહજાર પુસ્તકો છપાએલ છે. તેવીજ રીતે શ્રી છોટા લાલબાવા શ્રી વીઠ્ઠલ નાથજીના યજ્ઞોપવિત પ્રસ્તાવ તથા શ્રી વ્રજભૂષણ લાલજીના વિવાહ પ્રસ્તાવ કરી લાખોનાં ખર્ચ ઉદારતાથી જનાના હોવા છતાં કરી વૈશ્નવ વૃંદને મહાન આનંદ આપી. કૃતાર્થ કર્યા છે. તે આ દીનસેવકની લેખનીથી લખાવુ અશકય છે પણ આપશ્રીની કૃપાથી જે આ લઘુગ્રંથમાં આ લેખન કર્યું છે તે આપશ્રીના કર કમળમાં અર્પણ કરૂં છું. તે સ્વિકારી આ દીનસેવકને કૃતાર્થ કરશો એજ વિનંતિ.

મિતિ સં. ૧૯૮૦ ના
ભાદરવા સુદી ૮ શની
તા. ૬–૯–૧૯૨૪.

લખી સેવક દાસાનુદાસ,
**ગોપાલદાસ છોટાલાલ**
ના સાષ્ટાંગ દંડવત્ અંગીકાર કરશો.

---

આ પુસ્તકની છપામણીનો ખરચ વડનગરના એક ઉદાર ગૃહસ્થ વૈશ્નવે આપી ગૌમાતાની ઉત્તમ સેવા બજાવી છે પણ તેઓશ્રીએ નામ જાહેર છપાવવા ના કહેવાથી નામ આપ્યું નથી.

# પ્રસ્તાવના.

આનંદના ફુઆરામાંથી આનંદનીજ ધારાઓ છુટે છે. તેમજ શ્રી ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રી સૌંદર્યવંતાં શ્રી ભાભીજી મહારાજ તરફથી જે જે પ્રસ્તાવો થાય છે તેના અંદર આનંદની લહાણી વૈશ્નવોને પ્રાપ્ત થાય છે. આ પુસ્તકમાં લાલબાવા શ્રી વીઠ્ઠલનાથજીનો યજ્ઞોપવિત.પ્રસ્તાવ તથા શ્રીમદ્ ગોસ્વામિ બડાબાવા શ્રી વ્રજભૂષણ લાલજી મહારાજનો વિવાહ પ્રસ્તાવના અલૌકિક કાર્યક્રમનું વર્ણન કરવામાં આવ્યું છે. તેના અંદર અમારા મોટાભાઇ મોહનલાલ છોટાલાલ શ્રી કાંકરોલી ગયેલા તેમના પાસે કેટલીક વાગતો ગદ્યમાં લખેલા હતી. તે ઉપરથી આ કીર્તન શ્રી ભાભીજી મહારાજની કૃપાથી પદ્યમાં કર્યું છે. તે સુજ્ઞવૈશ્નવ બંધુઓ ભૂલચૂક ક્ષમા કરી હંસવત ગ્રહણ કરી કૃતાર્થ કરશો. વળી ગ્રહશાન્તિ કાર્ય કેટલાક કારણસર પાછળથી થયું હતું તેથી આ કીર્તનમાં તે બાબત આવી નથી. સેવકવર્ગને યોગ્યતા પ્રમાણે બક્ષિસ આપવામાં મહાન ઉદારતા દર્શાવવામાં આવી હતી.

વળી મેવાડાધિશ ક્ષત્રિકુળ રત્નમણી સૂર્યકુળભૂષણ મહારાણાજી શ્રી ફતેહસિંહજીની ગુરૂભક્તિનું વર્ણન પ્રથમના પ્રસ્તાવમાં હતું આ વખતે પણ મહારાણાશ્રીએ વ્યવસ્થા સારૂ પોતાનું લશ્કર તથા વાજાં વિગેરે મોકલી સંપૂર્ણ મદદ કરી અલૌકિક સેવા બજાવી છે. ધન્ય છે એવા નરેશને કે જેમના રાજ્યમાં સાક્ષાત શ્રી નાથજી તથા શ્રી દ્વારકાનાથજી બીરાજી ધર્મનો અખંડ ઝરો વહેવરાવે છે પ્રભુ કૃપાથી આવા નરેશને દીર્ઘાયુષ પ્રાપ્ત થાય. એજ મારી પ્રભુ પ્રત્યે વિનંતિ છે.

પ્રસ્તાવના લંબાઇ જવાથી હવે હું આટલેથીંજ મારી કલમ બંધ કરી આચાર્યશ્રી તથા તેઓશ્રીના ચરણકમળમાં મારૂ મસ્તક મુકી ભુલચુકની ક્ષમા માગું છું એજ.

લખી સેવક, દાસાનુદાસ.
**ગોપાલદાસ છોટાલાલ.**
વડનગર.

# श्री द्वारकेशो जयति.

## श्री लालबावा श्री. वीठ्ठलनाथजीना यज्ञोपवित

## महोत्सवनुं कीरतन.

(राग. श्री બેટ દ્વારિકાના છપ્પન ભોગનો.
(રાહ.) (તમને બોલાવે શ્રી મટુજી મહારાજ, ચાલો વૈશ્નવ દ્વારિકાં.)

જય જય બોલો શ્રી બાલ કૃષ્ણલાલની,
જય જય બોલો શ્રી ભાભીજી મહારાજની.
એમના ચરણમાં કરીને પ્રણામ,
ગાશું ગુણગાન, સુંદર લીલા નીરખીએ. ૧

શ્રી. વ્રજભુષણ લાલ સોહામણા, એમના લગ્નનો મહાન પ્રસ્તાવન સું. ૨
શ્રી વીઠ્ઠલ નાથજી સોહામણા, તેમના ઉપવિતનો મહાન પ્રસ્તાવ. સું. ૩
શ્રી. મદ્ ગોસ્વામિ બાળકો પધારીયા એ પ્રસ્તાવના શુભ પ્રસંગ, સું. ૪
તિલકાયત શ્રી ગોવરધન લાલજી, સાથે લાલ શ્રી દામોદરલાલ. સું. ૫
સુરતથી, શ્રી વ્રજ રત્ન લાલજી, કાશીથી શ્રી મોરલીધરલાલ. સું. ૬
રાજનગરથી શ્રી. મધુસુદન લાલજી, રણછોડલાલ. સાથે તેમના લાલ. સું. ૭
સંવત ૧૯૭૯ સાલમાં, ચૈત્ર માસ ઉતમ કહેવાય. સું. ૮
સુદી. ૪ સોહામણો દીન છે, મહોત્સે પધાર્યા દ્વારિકા નાથ. સું. ૯
સામગ્રી કરી ભાંત ભાતની, આરોગાવી મનોર્થ કર્યો સિદ્ધ. સું. ૧૦
સુદી છઠથી યજ્ઞો પવિત્રના. પ્રસ્તાવની શરૂઆત થાય. સું. ૧૧
પનઘટનો મનોરથ ત્યાં થયો, જગ મોહનમાં બીરાજ્યા શ્રી નાથ. સું. ૧૨
વરણાગી ચઢી. શ્રી વીઠ્ઠલ નાથની. ચઢાવે શ્રી વ્રજ ભૂષણલાલ. સું. ૧૩
લશ્કર ડંકા નીશાન શોભા ઘણી, આતસ બાજી ઉડે ત્યાં અપાર. સું. ૧૪
સર્વે ગોસ્વામિ બાલકો તરફથી, વરણાગી ચઢે નીત્ય નીત્ય. સું. ૧૫
વૃદ્ધી પ્રસ્તાવ શરૂઆત ત્યાં થઇ, મામેરૂ કરે શ્રી વ્રજ રત્નલાલ સું. ૧૬
તે પ્રસંગે પહેરામણી ત્યાં થઇ, નૌતમ વસ્ત્રો અપાર અપાય. સું. ૧૭

સુદી, એકાદશી માંગલીક છે, યજ્ઞો પવિત્રનો આજ પ્રસ્તાવ. સું. ૧૮
ચોતરે બીરાજ્યા શ્રી મધુસુદન લાલજી, બ્રહ્મચારી વેષે શ્રી વીઠ્ઠલનાથ સું. ૧૯
વિપ્રો વેદ મંત્રો ત્યાં ઉચ્ચારતા, કીરતન કરતા વૈષ્ણવો મહાભાગ સું ૨૦
છોટા બાવાની શોભા શી કહું, જાણે વામનજી સાક્ષાત, સું. ૨૧
પ્રથમ ભિક્ષા સ્વગૃહની આપતાં, શ્રી સૌંદર્ય ભાબીજી મહારાજ સું. ૨૨
પછી ગોસ્વામિ ભિક્ષા આપતા, છન્નુલાલ તથા જ્ઞાતિ વર્ગ. સું. ૨૩
મહારાણાજીએ ભિક્ષા મોકલી, જે ચાલતી પુર્વેની રીત. સું. ૨૪
પલટણ શંભુસિંહ સજ્જન સિંહની, મોકલી કર્યો બંદોબસ્ત અપાર. સું. ૨૫
ઝાંઝ પખાવજ સાથે આનંદમાં, કેસરીયા, મંડળી કરે ગુણગાન. સું. ૨૬
શ્રીને શૃંગાર જડાઉ કુલેહનો, ઉપર હીરા જડેલ મુકુટ. સું. ૨૭
વસ્ત્ર કેસરી કુંડલ મકરાકૃતિ, ફુલ મંડળી ગુલાબની સોહાય. સું. ૨૮
સંધ્યા વંદન કરે શ્રી વીઠ્ઠલ નાથજી, યજ્ઞો પવિત્ર પહેરીને આજ. સું. ૨૯
નંદ મહોત્સવ મનોરથ ત્યાં થયો, નંદ ઘેર ભયો આનંદ. સું. ૩૦
શૃંગાર મસ્તકે મોર પીછના, વાઘા કેશરી કુલેહ ચાકદાર. સું. ૩૧
કંચન પલનામાં શ્રીને ઝુલાવતા, યશોદાજી શ્રી રણછોડલાલ સું. ૩૨
મુખીઆજી બન્યા નંદરાયજી, દધી અલવર છાંટે ગોપી ગ્વાલ. સું. ૩૩
વૈષ્ણવ વૃંદની ભીડ ભારી હીતી, દર્શન સુંદર સગવડે થાય. સું. ૩૪
કીરતન કરતા કીરતનીઆ આનંદમાં વાજાં છત્રીસ રાગમાં ગવાય સું. ૩૫
સુદી તેરસ કુંદવાડા તણો, મનોરથ કરે શ્રી મુરલીધરલાલ. સું. ૩૬
શૃંગાર હીરા જડાઊ મુકુટના, કેસરી વસ્ત્ર હીરાનાં આભરણ. સું. ૩૭
હીડોળો કંચનના ખંભનો, તેમાં બીરાજ્યા શ્રી દ્વારકાનાથ. સું. ૩૮
આજુબાજુ ગોપીજન ત્યાં હતાં, આરતી કરે શ્રી વ્રજ ભૂષણલાલ સું. ૩૯
સુદી. ચૌદશ રથયાત્રા ત્યાં થઇ, સાચા મોતીથી શણગાર્યા ઘોડા આઠ સું. ૪૦
શૃંગાર શ્રીને મોર પીછના, આભરણ હીરા પન્નાનાં ધરાય. સું. ૪૧
સુદી પુનમે છપન્ન ભોગનો, મનોરથ થયો અપરંપાર. સું. ૪૨
સામગ્રી આરોગાવી ભાત્ત ભાતની, સખડી અનસખડી દુધઘર અપાર. સું. ૪૩
મંડપ મધે હટડીમાં બીરાજીઆ, સુંદર શોભે હટડી જાણે મહેલ. સું. ૪૪

ત્રણુ પીછ વાઇ હસ્ત ચિત્રતની, ભારત ભૂમીનુ ગૌરવ ખીલ્યું જાણુ સું. ૪૫
શૃગાર શ્રીને હીરા મુકુટના, કુલેહ કાચ્છની પટકા પીતાંબર. સું. ૪૬
આભૂપણુ હીરા પન્ના તણા, વસ્ત્ર જરીનાં સાચાં મોતી સાથ. સું ૪૭
વાઘ હાથી ઘોડા સોના ચાંદીના, ગાયો સખીઓ સુંદર મંડપ. સું. ૪૮
રવી રાશી સમ રોષની દીપતી, ઝુમર હાંડી હતાં ત્યાં અપાર સું ૪૯
શામગ્રિ દર્શન ગોવરધન ચોકમાં, વિધ વિધ સામગ્રિના ટોકગ અપાર. સું. ૫૦
હુકમ નીકળ્યો હજુરનો હર્ષથી, પ્રસાદ લેજો વૈશ્નવ સહુ આંહી. સું. ૫૧
છેલ્લી વરણાગી શ્રીલાલની, ચડાવે શ્રી મધુસુદન લાલ સું. ૫૨
ઘોડા ઉપર લાલન બીરાજીઆ, પેદલ ચાલે બાલકો સહુ સાથ સું ૫૩
આતસબાજી ઉડે વિધ વિધની, બંદુક તોપ તણા બવાજ. સું. ૫૪
યજ્ઞો પવિત લીલા પૂરી થઇ, શરૂ થયો વિવાહ પ્રસ્તાવ. સું. ૫૫

# ગોસ્વામી શ્રી ૧૦૮ વ્રજભુષણલાલ મહારાજના વિવાહ

# પ્રસ્તાવનું કીર્તન.

## રાગ ઉપરનો.

આજ્ઞા લીધી શ્રી દ્વારિકા ધિશની, બીડાં માલા લઇ મંડપમાં જાય સુંદર. ૧
મંડપમાં સ્વસ્તિ પુન્યા વાચન કર્યુ, ધારણુ કરે શેરો વ્રજભૂષણલાલ સું. ૨
બરાત કાંકરોલીથી નીકલી, હય હસ્તિ લશ્કર ડંકા સાથ સું. ૩
લાલબાગે આવ્યા બડી ધુમથી, આવ્યું પધરાવવા સામૈયું ત્યાંય ... સું. ૪
બદલ્યો શેરો હતો જે પ્રથમનો, ધર્યો સ્વસુર પક્ષનો વિવાહ કાજ ... સું. ૫
બરાત ચાલી લાલબાગથી, તોપ બંદુકો અવાજે અપાર ... ... સું. ૬
લશ્કર ડંકા હતા બેઉ પક્ષના, નર નારી કરે જય જયકાર ... સું. ૭
મોતી મહેલમાં લાલને પધરાવીઆ, અગ્નોની પ્રસ્તાવના થાય ... સું. ૮
દુશાલો ઓઢી સ્વસુર પક્ષનો, ત્યાંથી પધાર્યા રત્ન મંદીર માંય ... સું. ૯
ગૃહ પ્રવેશ પ્રસ્તાવ શરૂ કર્યો, પછી સમાવર્તન સંસ્કાર થાય. ... સું. ૧૦
સંવત ૧૯૭૯ સાલમાં, વૈશાક સુદી ચોથનો શુભ દીન... ... સું. ૧૧
વૈશ્નવો આનંદમાં ડોલતા, કીરતન કરી કરે મહાન કલ્લોલ ... સું. ૧૨
વરઘોડો ચડયો બડી ધુમથી, હય હસ્તિ પગ પાલા અપાર. ... સું. ૧૩
ફોજી લશ્કર નીયમસર ચાલતું, વાગે છત્રીસ વાજાં રણકાર, ... સું. ૧૪

ત્રણુ હસ્તિ ડોલંતા ચાલતા, સ્વારી સોભા તણો નહિપાર. ... સું. ૧૫
લાલન ઘોડા ઉપર બીરાજીઆ, શણુગાર ધર્યો છે અનુપ... ... સું. ૧૬
શેરો શ્રી મસ્તક પર ધારણુ કર્યો, જરી જામો શ્રી લાલના શણુગાર. સું. ૧૭
ફરી પરિક્રમા શ્રીના મંદીરની, મોતી મહેલે ઉતાર્યા શ્રીલાલ ... સુ ૧૮
પુંખી લીધા શ્રી વ્રજભૂષણુ લાલને, સ્વસુર પક્ષે કર્યું તે કાજ ... સું. ૧૯
વૈદિક કાર્ય આરંભાયું લગ્નનું, વેદ મંત્રોની ગર્જના થાય. ... સું. ૨૦
ટોપલામાં વરરાજા બીરાજીઆ, સામે બીરાજ્યાં શ્રી વહુજી મહારાજ... સું. ૨૧
મંત્રાક્ષત બાલકો ઉછાળતા, મલી જ્ઞાતિ બંધુ સમસ્ત... ... સું. ૨૨
હસ્ત મેલાપ આનંદે ત્યાં થયો, થયા તોપ અવાજો તત્કાલ ... સું. ૨૩
મંડપ શોભાનું વર્ણન શું કરૂં, શોભે ચિત્ર વિચિત્ર અપાર. ... સું. ૨૪
ચાર ભોજ્ય હલદીનાં ત્યાં થયાં, તેની ચાર સભાઓ થાય ... સું. ૨૫
હાસ્ય ખેલ ગાન તાન સુંદર થતું, હાર પહેરાવે અન્યો અન્ય ... સું ૨૬
છોટી પડવણી પ્રસ્તાવ શરૂ થયો, મુહુર્ત સાધી કર્યો આનંદ ... સું. ૨૭
બડી પડવણી મહીમા શું કહું, સ્વારિ ડંકા લશ્કર સાથે જાય ... સું. ૨૮
સુખ પાલે વર કન્યા બીરાજીને, જોડી પધાર્યાં સ્વ મંદીર માંય ... સું. ૨૯
આનંદ આવ્યા બન્ને પ્રસ્તાવમાં, તે ગાતાં આવે નહિ પાર ... સું. ૩૦
પ્રસાદ લેવરાવ્યો કાંકરોલી ગામને. બધી કોમની સરવે વર્ણ ... સું. ૩૧
ડંકો વાગ્યો શ્રી ભાભીજી મહારાજનો, પુરા થયા બન્ને પ્રસ્તાવ ... સું. ૩૨
શ્રીની કૃપાથી કીરતન પૂરૂં કર્યું, તેનો આપશ્રીનો મહીમાય. .. સું. ૩૩
દીનદાસ ગોપાલની વિનતિ, પ્રભુ રાખજો ચરણુની માંય. ... સું. ૩૪

**સમાપ્ત.**

